# મુહમ્મદ યુનુસ અને ગ્રામીણ બેંક

પૌલા યૂ ચિત્ર : જમેલ





મુહમ્મદ નું પેટ ગડગડવા લાગ્યું જયારે એણે અને એના ભાઈ-બહેનો એ માઁ ને ચોખા નો લોટ, સાકર અને નારિયળ મેળવી ને મીઠા "પીઠા" (નારિયળ ની મીઠાઈ) બનાવતા જોઈ. માઁએ એ કણક માં થી ગોળ લાડૂ જેવા બનાવ્યા અને પછી એને ગરમ તેલ ની કઢાઈ માં તળવા માટે નાંખ્યા. પ્રત્યેક પીઠા કઢાઈ ઉપર તર્યા અને તળ્યા પછી કુરકુરા અને સોનેરી રંગ ના બન્યા. પછી માઁ એ પીઠા ને એક થાળી માં ઠંડા થવા માટે રાખ્યા.

આઠ વર્ષ ના મુહમ્મદે ઉત્સુકતા થી એક પીઠો ઉઠાવ્યો. પણ એ પહેલા કે એ એને ચાખી શકતો, કોઈ એ દરવાજો ખટખટાવ્યો. બહાર એક થાકેલી મહિલા એની નાની છોકરી સાથે ઉભી હતી. મહિલા એ કહ્યું કે બંને એ ઘણા દિવસો થી કંઈ ખાધું નહોતું.

ગરીબ લોકો ઘણી વાર એમનો દરવાજો ખટખટાવતા હતા કેમકે મુહમ્મદ ની માઁ દિલ ખોલી ને ગરીબો ને ખાવાનું, પૈસા અને એના બાળકો ને કપડાં પણ આપતી હતી. મુહમ્મદ જાણતો હતો કે દરવાજા પર ભૂખ્યા લોકો ને એના થી ઘણી વધારે ભોજન ની જરૂરત હતી. મુહમ્મદે પીઠા પાછા પ્લેટ માં રાખી દીધા. એની માઁ એ એની સામે સ્મિત કર્યું અને એમણે એ કૃતજ્ઞ મહિલા અને બાળકી ને મીઠાઈ ખાતા જોયા.



મુહમ્મદ યુનુસ નો જન્મ 28 જૂન 1940 માં થયો હતો. એ નવ બાળકો માં ત્રીજા નંબરે સૌથી મોટો હતો. એનો બંગાળી પરિવાર બંદરગાહ શહેર ચિત્તાગોંગ માં એક બે-માળ ના ઘર માં રહેતો હતો. ચિત્તાગોંગ ત્યારે ભારત નો હિસ્સો હતું. ચિત્તાગોંગ એક હલચલ વાળું શહેર હતું. ત્યાં ડિલિવરી ટ્રક રંગીન રીક્ષા માં સવાર યાત્રીઓ ને પાછળ છોડી જતા હતા. ત્યાં ની ગીચ ભીડ વાળી સડકો પર ભિખારી, વેપારીઓ સાથે ખભા થી ખભા મિલાવતા ફરતા હતા. રસ્તા ને કિનારે લોકો ઉભા રહીને ચા ની ચુસ્કી લેતા અને ચણા-જોરગરમ, તળેલી દાળ અને છોલે નો નાસ્તો કરતા હતા.

મુહમ્મદ અને એના ભાઈ-બહેનોએ મોજ-મસ્તી કરવાની ઘણી તરકીબો શોધી હતી. એ પોતાની સપાટ છત પર એક-બીજા ની પીછો કરતા હતા અને સૈનિક હોવાનું નાટક કરતા હતા. એ વાંસ અને કાગળ ની પતંગો ઉડાવતા હતા. એમને કયારેજ સ્કૂલ પછી ફિલ્મ જોવા જવા દેવાતા હતા.

મુહમ્મદ ના માતા-પિતા ભણતર ને બહુ મહત્વપૂર્ણ માનતા હતા. એમણે સુનિશ્ચિત કર્યું કે એમના બાળકો કઠિન અધ્યયન કરે. જો કે મુહમ્મદ ના પિતા, દુલા મિયાં, ફક્ત આઠમી પાસ હતા, પણ એ એક સફળ ઝવેરી હતા. મુહમ્મદ ની માઁ, સોફિયા ખાતુન, ફક્ત ચોથી સુધી સ્કૂલ ગયા હતા. પણ એને એના બાળકો ને પરંપરાગત વાર્તાઓ વાંચી ને સંભળાવવાનો શોખ હતો. માતા-પિતા ને આશા હતી કે એમના છોકરા સ્કૂલ પૂરી કરી એક દિવસ કોલેજ જશે.

દુલા મિયાં એ એના છોકરાઓ ને બોય સ્કાઉટ જેવા સંગઠનો માં સામેલ થઈ ને દુનિયા વિષે વધારે જાણકારી હાસિલ કરવા પ્રોત્સાહિત કર્યાં. "દુનિયા થી શીખવું એ જ સૌથી મોટી સીખ છે," એણે એના બાળકો ને કહ્યું.



મુહમ્મદ ને બોય સ્કાઉટ બનવું પસંદ હતું. સ્કાઉટીંગ માં છોકરાઓ રમત રમતા, ગ્રામીણ ક્ષેત્રો માં પદયાત્રા કરતા, બાહરી સ્કાઉટીંગ કૌશલ માં નિપુણતા મેળવતા, અને ગરીબ લોકો ની મદદ માટે કામ કરતા હતા. સ્કાઉટીંગ દરમ્યાન, મુહમ્મદે ઝૂપડપટ્ટી માં ગરીબ લોકો ની ભયાનક પરિસ્થિતિ નજદીક થી જોઈ. લોકો ના મોટા પરિવાર વાંસ, કાર્ડબોર્ડ અને કટાયેલા પતરા ની બનેલી નાની-નાની ઝુપડી માં રહેવા માટે મજબૂર હતા. બેઘર માતાઓ પોતાના બાળકો સાથે ગંદા નાળા વાળી ગલીઓ માં થથરતી રહેતી હતી. ગરીબ પરિવારો માટે સાફ પાણી અને સ્વચ્છ ભોજન મળવું લગભગ અસંભવ હતું.

મુહમ્મદ પોતાના ગ્રુપ ની દાનવીધીઓ માં બહુ સક્રિય હતો. સ્કાઉટે "કમાવાના સપ્તાહ" આયોજિત કર્યા, જે દરમ્યાન તેઓ ગરીબો માટે પૈસા ભેગા કરવા પુસ્તકો અને ચ્હા વેચતા અને બૂટ પોલિશ કરતા હતા. મુહમ્મદે જોયું કે ગરીબ લોકો થોડા સિક્કાઓ થી જ પરિવાર ના ભોજન માટે આખા અઠવાડિયા ના ચોખા ખરીદી શકતા હતા.

જેમ-જેમ મુહમ્મદ મોટો થયો, એણે ગરીબો ની મદદ કરવી ચાલુ રાખી. 1957 માં, સત્તર વર્ષ ની આયુ માં, એણે ઢાકા વિશ્વવિદ્યાલય ના અર્થશાસ્ત્ર વિભાગ માં પ્રવેશ મેળવ્યો. અર્થશાસ્ત્ર માં એ વિષય માં અધ્યયન કરવાનું હોય છે કે લોકો કેવી રીતે પૈસા, સામાન અને સેવાઓ નો ઉપયોગ કરે છે. મુહમ્મદે વિચાર્યું કે અર્થશાસ્ત્ર નું અધ્યયન કરવાથી એ શીખી શકશે કે ગરીબ લોકો કેવી રીતે પોતાના પૈસા વધારે સારી રીતે વાપરી શકે અને એને કેવી રીતે બચાવી શકે.

ઢાકા વિષવિદ્યાલય થી સ્નાતક ની ડિગ્રી મળ્યા પછી મુહમ્મદ એક શોધ સહાયક અને વ્યાખ્યાતા બન્યો. 1965 માં એણે અમેરિકા માં અર્થશાસ્ત્ર ભણવા માટે પ્રતિષ્ઠિત ફુલબ્રાઇટ છાત્રવૃત્તિ મેળવી. અમેરિકા માં રહેતા એણે કોલેજ ના છાત્રો ને વિયેતનામ યુદ્ધ ના વિરોધ માં શાંતિ રેલીઓ નું આયોજન કરતા જોયા. એ વિરોધ મોરચાઓ માં સામેલ થયો અને એણે ધરણા કર્યા. અને જ્યાં સુધી એમની વાત સાંભળવામાં ન આવી, ત્યાં સુધી તેઓ ત્યાં થી ન હલ્યા. મુહમ્મદ બાકી છાત્રો ના એ વિશ્વાસ થી પ્રભાવિત હતો કે તેઓ એમના કામ થી લોકો ની જિંદગી માં કંઈક બદલાવ લાવી શકતા હતા. અને એ એના પિતા ના શબ્દો ને ક્યારેય ન ભૂલ્યો : એ સાચે જ વાસ્તવિક દુનિયા થી શીખી રહ્યો હતો.






1970 માં મુહમ્મદે ટેનેસી સ્ટેટ યુનિવર્સિટી માં એક શિક્ષણ કાર્ય સ્વીકાર કર્યો. જોકે એ અમેરિકા માં ખુશ હતો, પણ મુહમ્મદ એના દેશ માં થઈ રહી ઉથલ-પાથલ થી બહુ ચિંતિત હતો.

1947 માં જયારે ભારત માં બ્રિટિશ શાસન સમાપ્ત થયું, તો ચિત્તાગોંગ પૂર્વી બંગાળ નો હિસ્સો બન્યું. પછી એ પૂર્વી પાકિસ્તાન નો હિસ્સો બન્યું. આ ક્ષેત્ર માં બંગાળી આબાદી વધારે હતી. આર્થિક, રાજનીતિક અને સાંસ્કૃતિક મતભેદો ને કારણે, પૂર્વી પાકિસ્તાન ના લોકો, પશ્ચિમ પાકિસ્તાન સરકાર થી પોતાની સ્વતંત્રતા ચાહતા હતા. માર્ચ 1971 માં પૂર્વી પાકિસ્તાન અલગ થઈ ગયું અને એણે પોતાને બાંગ્લાદેશ નામક એક સ્વતંત્ર રાષ્ટ્ર ઘોષિત કર્યું. તણાવ વધતો ગયો અને થોડા સમય માં પાકિસ્તાન અને નવા રાષ્ટ્ર બાંગ્લાદેશ વચ્ચે યુદ્ધ શરુ થયું.

પોતાના લોકો ના સમર્થન માં મુહમ્મદે વિશ્વવિદ્યાલય પરિસર માં રેલીઓ નું આયોજન કર્યું. એ વોશિંગ્ટન ડીસી પણ ગયો, જ્યાં એણે અન્ય બંગાળીઓ સાથે કેપિટલ હિલ ના પગથિયા પર પ્રદર્શન કર્યું. એણે બાંગ્લાદેશ અને પાકિસ્તાન વચ્ચે શાંતિ માટે નારા લગાવ્યા. એણે એની માતૃભૂમિ ની સ્થિતિ વિષે જાગરુકતા વધારવા ટેલીવિઝન અને અખબાર ના પત્રકારો ને ઇન્ટરવ્યૂ આપ્યા.

છેવટે બાંગ્લાદેશે પાકિસ્તાન ને હરાવી દીધું, અને 16 ડિસેમ્બર, 1971 માં એ ભીષણ યુદ્ધ સમાપ્ત થયું. યુદ્ધ માં ત્રણ લાખ થી વધુ લોકો માર્યા ગયા. યુદ્ધ, અનાવૃષ્ટિ અને દુષ્કાળે નવગઠિત દેશ ને લગભગ તબાહ કરી દીધો.

ત્યારે મુહમ્મદે બાંગ્લાદેશ પાછા જવાનું વિચાર્યું. 1972 એ પોતાને વતન પાછો ફર્યો અને એણે ચિત્તાગોંગ યુનિવર્સિટી માં અર્થશાસ્ત્ર વિભાગ ના પ્રમુખ તરીકે નોકરી સ્વીકાર કરી.

હવે મુહમ્મદે પ્રત્યક્ષ રૂપે જોયું કે યુદ્ધે એના દેશ ને કેટલી ખરાબ રીતે પ્રભાવિત કર્યું હતું. રોજ સવારે વિશ્વવિદ્યાલય ના રસ્તા માં, એ એની ગાડી માં જોબરા ગામ થી પસાર થતો હતો. અનાવૃષ્ટિએ ફસલો ને નષ્ટ કરી દીધી હતી. ગ્રામીણો પાસે ન અનાજ હતું ન પીવાનું પાણી. ઉઘાડા પગે બાળકો અને એના માતા-પિતા ભોજન ની શોધ માં પાસે ની ઉપજાઉ પહાડીઓ તરફ જતા હતા. થોડા લોકો ખાવા માટે મુઠ્ઠીભર ચોખા અને લીલોતરી લઈને પાછા ફરતા હતા.





આ ભયાનક ગરીબી જોઈ ને મુહમ્મદ બહુ નિરાશ થયો. જયારે ગામ માં એટલા બધા લોકો પીડિત હતા, તો પોતે યુનિવર્સિટી માં અર્થશાસ્ત્ર કેમ ભણાવી રહ્યો હતો? જોબરા એનો નવો વર્ગ બની ગયો. આગળ થોડા વર્ષો માં એણે ત્યાં ના ઘણા ગરીબ પરિવારો ના  ઇન્ટરવ્યુ લીધા જેથી એ સમજી શકે કે લોકો એટલા થોડા માં કેવી રીતે જીવિત રહેતા હતા.

1976 માં મુહમ્મદ સૂફિયા બેગમ નામની યુવતી ને મળ્યો. એના બાળકો માટી ની ઝુપડી માં સૂતા હતા અને એ વાંસ ના સુંદર સ્ટૂલ બનાવતી હતી. ભોજન ની કમી ને લીધે એ કમજોર અને દુબળી હતી, પણ એના કામ ની કલાત્મકતા એ મુહમ્મદ ને પ્રભાવિત કર્યો.

મુહમ્મદ ને ખબર પડી કે સૂફિયા જેવી ઘણી મહિલાઓ પોતાના પરિવાર ના લાલન-પાલન માટે પોતાની બનાવેલી વસ્તુઓ બજાર માં વેચતી હતી. સ્ટૂલ બનાવવા માટે વપરાતા વાંસ ની કિંમત પાંચ ટાકા (લગભગ 22 અમેરિકી સેન્ટ) હતી. સૂફિયા પાસે 22 સેન્ટ નહોતા, એટલે એને એ પૈસા ઉધાર લેવા પડતા હતા.

જોબરા ની બેંક ને નાની લોન આપવામાં રુચિ નહોતી અને એ ગરીબ લોકો ને લોન આપવાનું જોખમ લેવા નહોતી માંગતી. એટલે સૂફિયા ને એક મહાજન, એક સાહૂકાર પાસે જવું પડયું. મહાજને એને 22 સેન્ટ ઉધાર આપ્યા, જેની એને જરૂરત હતી. સૂફિયા ને ઉધાર લીધેલી રાશિ પર એક ટકો વ્યાજ ચુકવવાનું હતું. પણ મહાજને સૂફિયા ની પરિસ્થિતિ નો ફાયદો ઉઠાવ્યો અને એની લોન પર અનુચિત રૂપ થી બહુ ઊંચું વ્યાજ દર વસૂલ કર્યું.

જયારે સૂફિયા સ્ટૂલ વેચી ને એનું ઋણ અને વ્યાજ ચુકવતી, તો સામાન્ય રીતે એની પાસે ફક્ત બે સેન્ટ જ બચતા હતા. અને વાંસ ખરીદવા બે સેન્ટ પર્યાપ્ત નહોતા. પરિવાર નું ભોજન ખરીદવા માટે પણ બે સેન્ટ પર્યાપ્ત ન હતા. એ કારણે, સૂફિયા ને મહાજન પાસે થી વધારે પૈસા ઉધાર લેવા મજબૂર થવું પડતું હતું.



મુહમ્મદ ને ખ્યાલ આવ્યો કે સૂફિયા નું રોજીંદુ જીવન ફક્ત થોડા સેન્ટ પર જ નિર્ભર કરતુ હતું. મુહમ્મદે એના ખીસા માં હાથ નાખ્યો. એના ખીસા માં ઘણા સિક્કા ખણક્યા. એ આસાનીથી સૂફિયા ને વાંસ ખરીદવા માટે આવશ્યક 22 સેન્ટ આપી શકતો હતો. તો સૂફિયા પર મહાજન નું કોઈ ઋણ ન રહેત અને એ બધી કમાણી પોતાને માટે રાખી શકતી હતી.

પણ મુહમ્મદ અચકાયો. જો એણે સૂફિયા ને પૈસા આપ્યા, તો એ હંમેશા દાન માટે અજનબીઓ પર નિર્ભર રહેત. 22 સેન્ટ આપવા થી લાંબે ગાળે એની સમસ્યાઓ નું સમાધાન ન થાત. એને સૂફિયા અને અન્ય લોકો ને ગરીબી ના ચક્ર માં થી બહાર કાઢવાનો કોઈ રસ્તો શોધવાની જરૂરત હતી.

બીજે દિવસે મુહમ્મદ એના છાત્રો નો એક સમૂહ જોબરા લઈ ગયો. ત્યાં એને બેતાલીસ મહિલાઓ મળી, જેને એનું દેવું ચુકવવા કુલ 850 ટાકા ની જરૂરત હતી, જે 27 ડોલર જેટલી હતી.

મુહમ્મદે મહિલાઓ માટે ઉચિત વ્યાજ દરે લોન મેળવવા બાંગ્લાદેશ ની સૌથી મોટી બેન્કો ની મુલાકાત કરી. મુહમ્મદ ના અનુરોધ પર બેંક મેનેજર હસી પડયા. બેંક માટે ઉધાર આપવા માટે 27 ડોલર બહુ ઓછી રાશિ હતી. અને કેમકે મહિલાઓ ગરીબ હતી અને લખવું-વાંચવું જાણતી ન હતી, એટલે એમને "બેન્કિંગ અછૂત" માનવામાં આવતી હતી. કર્જ પાછું ચુકવવા માટે બેંક ગરીબ મહિલાઓ પર ભરોસો નહોતી કરતી.

મુહમ્મદ નું માનવું હતું કે ગરીબ મહિલાઓ ના પણ, અન્ય લોકો જેવાજ અધિકાર હતા. જો બેંક એમને મદદ કરવાનો ઇન્કાર કરે, તો પછી મહિલાઓ ને એમનું જીવન વધારે સારું બનાવવાનો રસ્તો કેવી રીતે મળે?



ઘણી બેન્કો દ્વારા નકારાયા બાદ મુહમ્મદે એક નવી બેંક ખોલવાનો ફેંસલો કર્યો જે ગરીબો ને પૈસા ઉધાર આપે. 1977 માં એણે ગ્રામીણ બેંક નો શુભારંભ કર્યો.

ગ્રામીણ બેંક માં ગરીબ લોકો, ઓછા વ્યાજ દરે ઘણી ઓછી માત્રા માં પણ લોન લઈ શકતા હતા. આ નાની લોનો "માઈક્રો-ક્રેડિટ" ના નામથી જાણીતી થઈ.

ઉધાર લેવા વાળા લોકો ને પાંચ ના સમૂહ માં વહેંચવામાં આવ્યા, અને પ્રત્યેક સમૂહ ને સહમત રાશિ ઉધાર આપવામાં આવી. દરેક સમૂહ ના સદસ્યો એ સમય પર ઋણ પાછું કરવા મળી ને કામ કર્યું. મુહમ્મદ નું માનવું હતું કે કર્જ લેવાવાળા ને સમૂહ માં રાખવા થી એક સમર્થન પ્રણાલી તૈયાર થશે જેમાં પ્રત્યેક સદસ્ય ની સફળતા આખા સમૂહ ની જવાબદારી બનશે.



પહેલા તો મુહમ્મદ અને એના છાત્રો ને, એમના બેંક ઋણ કાર્યક્રમ માટે મહિલાઓ ને ભેગી કરવી મુશ્કેલ પડયું. મહિલાઓ ને એ સમજાયું નહીં કે મુહમ્મદ ની પૈસા ઉધાર આપવાની પધ્ધતિ, મહાજનો થી કેવી રીતે અલગ હતી.

ક્યારેક-ક્યારેક મુહમ્મદ અને એના છાત્રો ને પર્દા નો નિયમ પણ અવરોધક બનતો હતો. પર્દા નો નિયમ એક એવી પ્રથા હતી જે મહિલાઓ ને એવા પુરુષો સાથે વાતચીત કરવાની અનુમતિ નહોતી આપતી જે એના પતિ ન હોય. ઘણી વાર મુહમ્મદ કોઈ મહિલા ને સાર્વજનિક રૂપ થી અથવા એના ઘર માં સંપર્ક નહોતો કરી શકતો કેમકે એને અપમાનજનક માનવામાં આવતું હતું. એટલે જયારે એની કોઈ છાત્રા મહિલાઓ સાથે વાતચીત કરતી હોય ત્યારે મુહમ્મદ ક્યાંક દૂર અથવા ઘર ની બહાર જ રાહ જોતો હતો. ક્યારેક-ક્યારેક મુહમ્મદ ને મૂશળધાર વરસાદ માં કલાકો સુધી ધૈર્યપૂર્વક પ્રતીક્ષા કરવી પડતી હતી.

મુહમ્મદ અને એના છાત્રો ના ધૈર્ય, મહેનત અને દ્રઢતા આખરે રંગ લાવ્યા. એમણે મહિલાઓ નો વિશ્વાસ જીત્યો અને ઘણા એ ગ્રામીણ બેંક ના ઋણ કાર્યક્રમ માં ભાગ લીધો.

બેંક માં મહિલાઓ એમના પૈસા નો વહીવટ કરતા શીખી. બેન્કિંગ કેવી રીતે કામ કરે છે, એ જાણવા માટે દરેક સમૂહે સાત દિવસ પ્રશિક્ષણ લીધું. મુહમ્મદે એક મહત્વપૂર્ણ પાઠ - સોળ નિર્ણયો નો સેટ બનાવ્યો. મહિલાઓ એ એને યાદ રાખી ને એનું પાલન કરવાનું હતું. આ પાઠોએ મહિલાઓ ને જીવન ની સકારાત્મક આદતો વિષે શીખવાડયું. એમાં વ્યવહારિક સલાહ હતી જે એમને એમનું જીવન બદલવા માં મદદ કરતી હતી - જેમકે સુરક્ષિત ઉકાળેલું પાણી પીવાનું, અને બાળકો ને રોજ સ્કૂલ મોકલવાના.

ઋણ સ્વીકૃત થવા માટે, પ્રત્યેક સમૂહ ને એક પરીક્ષા પાસ કરવી પડતી હતી. એનાથી મહિલાઓ ઋણ કાર્યક્રમ ને સારી રીતે સમજી જતી હતી. મહિલાઓ એ અભ્યાસ માં બહુ મહેનત કરી અને અંત માં બધાએ પરીક્ષા પાસ કરી. જયારે મુહમ્મદે સૂફિયા ના સમૂહ ને 27 ડોલર નું ઋણ આપ્યું ત્યારે એણે એને એવી રીતે કસી ને પકડયા જાણે એ કોઈ કીમતી ઘરેણું હોય.

સૂફિયા એ એના હિસ્સા ના કર્જ માં થી મીઠાઈ બનાવવા માટે સામગ્રી અને બંગડી સજાવવા નો સામાન ખરીદ્યો, જેને એ બજાર માં એના વાંસ ના સ્ટૂલ સાથે વેચી સકતી હતી. હવે એ પહેલા કરતા વધારે પૈસા કમાણી. એનાથી એણે એનું ઋણ ચુકવ્યું અને પરિવાર નું લાલન-પાલન પણ કર્યું. જયારે એણે એની મહેનત ની કમાણી થી એના બાળકો માટે ચોખા ખરીદ્યા તો એ ગર્વ થી ઝૂમી ઉઠી.

મુહમ્મદ ને એ ગરીબ લોકો યાદ આવ્યા જે નાનપણ માં એના માતા-પિતા ના ઘરે ખાવાનું માંગવા આવતા હતા. એણે એના બોય સ્કાઉટ જમાના ના બેઘર લોકો અને એના ઝુંપડા પણ યાદ કર્યા, અને ચિત્તાગોંગ વિશ્વવિદ્યાલય ના રસ્તા માં જોબરા ના ભૂખ્યા લોકો ને પણ યાદ કર્યા. ત્યારે એને એ દિવસ યાદ આવ્યો જયારે એ પહેલી વાર સૂફિયા બેગમ ને મળ્યો હતો. મુહમ્મદ એ વાત થી ખુશ હતો કે એણે ગરીબો ના જીવન ને વધારે સારું બનાવવા માટે એક સારો ઉપાય શોધ્યો હતો.



ટૂંક સમય માં મુહમ્મદ "ગરીબો ના બેન્કર" તરીકે જાણીતા થઈ ગયા. આગળ ના વર્ષો માં ગ્રામીણ બેન્કે દુનિયા ભર માં બાર મિલિયન લોકો ને માઇક્રો-ક્રેડિટ માટે, દસ બિલિયન અમેરિકી ડોલર થી વધુ કર્જ આપ્યું. કર્જ લેવાવાળા માં 84 ટકા મહિલાઓ હતી.

2006 માં મુહમ્મદ યુનુસ અને ગ્રામીણ બેંક ને સંયુક્ત રૂપ થી નોબેલ પુરસ્કાર થી સન્માનિત કરાયા. આ પ્રતિષ્ઠિત પુરસ્કાર એ વ્યક્તિ અથવા સમૂહ ને આપવામાં આવે છે, જેણે રાજનીતિક સંઘર્ષ, ગરીબી અને યુદ્ધ થી તબાહ થયેલા દેશો માં શાંતિ ને બઢતી આપવા માં બહુ સાહસ દેખાડયું હોય. નોબેલ પુરસ્કાર સમિતિ એ મુહમ્મદ અને ગ્રામીણ બેંક ની "નીચલા સ્તર ની આર્થિક અને સામાજિક વિકાસ માટેના એમના પ્રયાસો માટે" અને એ બતાવવા માટે કે "ગરીબ માં ગરીબ પણ, પોતાના વિકાસ માટે પોતે કામ કરી શકે છે", પ્રશંસા કરી.



પોતાના નોબેલ પુરસ્કાર સ્વીકૃતિ ભાષણ માં મુહમ્મદે ઘોષણા કરી, "આ વર્ષ નો પુરસ્કાર દુનિયા ભર માં એ કરોડો મહિલાઓ નું સન્માન કરે છે જે રોજ સંઘર્ષ કરે છે અને એમના બાળકો માટે એક સારું જીવન જીવવા ની આશા લાવે છે. આ એમના માટે એક ઐતિહાસિક ક્ષણ છે."

એક મહિલા ને 22 સેન્ટ નું કર્જ ચૂકવવા મદદ કરવા થી લઈને દુનિયા ભર માં અરબો ડોલર ની માઇક્રો ક્રેડિટ ઉપલબ્ધ કરાવવા સુધી, મુહમ્મદ યુનુસે ક્યારેય ગરીબો માટે લડવાનું બંધ ન કર્યું. એ હજી પણ દુનિયા ને એક વધારે સારી જગ્યા બનાવવાનું સપનું જુવે છે. એ એક એવી દુનિયા ચાહે છે જ્યાં કોઈ મહિલા, પુરુષ કે બાળક ભૂખ્યું ન રહે. એ એક ગરીબી થી મુક્ત દુનિયા નું સ્વપ્નું જુવે છે.



# અંત ના શબ્દો

નોબેલ પુરસ્કાર વિજેતા મુહમ્મદ યુનુસ એના નોબેલ શાંતિ પુરસ્કાર પદક અને ડિપ્લોમા સાથે - 10 ડિસેમ્બર 2006



2011 માં બાંગ્લાદેશ ની સરકારે મુહમ્મદ યુનુસ ને ગ્રામીણ બેંક માં થી રાજીનામું આપવા મજબૂર કર્યો, કેમકે એ સિત્તેર વર્ષ થી વધુ આયુ ના થઈ ગયા હતા. પ્રબંધક નિદેશક ના પદ માટે એ ઉમર કાનૂની આયુ સીમા થી ઉપર હતી. પ્રોફેસર યુનુસ અને ગ્રામીણ બેન્કે યુનુસ ને બેંક ના પ્રમુખ ના રૂપ માં બની રહેવા વિનંતી કરી, પણ બાંગ્લાદેશ ના સુપ્રીમ કોર્ટે અપીલ નામંજૂર કરી. એટલે 12 મે 2011 માં, મુહમ્મદ યુનુસે આધિકારિક સ્વરૂપે ગ્રામીણ બેંક ના પ્રબંધ નિદેશક નું પદ છોડી દીધું. હવે એ યુનુસ સેન્ટર ના અધ્યક્ષ છે અને ગ્રામીણ ક્રિએટિવ લેબ ના સહ-સંસ્થાપક છે.

બાંગ્લાદેશ માં મુહમ્મદ યુનુસ ની ગ્રામીણ બેંક ની સફળતા એ, રશિયા સહીત અન્ય ઘણા દેશો ને પણ પ્રેરિત કર્યા. ઈઝરાઈલ, સાઉદી અરબ, મેક્સિકો, ઇજિપ્ત, ઘાના, ચીન અને ફિલિપિન્સ જેવા દેશો એ પોતાના સ્વયં માઇક્રો-ફાઇનાન્સ સંગઠન શરુ કર્યા છે. દુનિયા ભર માં ગ્રામીણ બેંક ના 97 ટકા ગ્રાહકો એ સફળતાપૂર્વક પોતાનું ઋણ ચૂકવ્યું છે. ગ્રામીણ બેન્કે ગરીબ છાત્રો ને 180,000 થી વધારે આંતરરાષ્ટ્રીય છાત્રવૃત્તિ પણ પ્રદાન કરી છે જેનાથી એ એનું ભણતર ચાલુ રાખી શકે.

2012 ના અમેરિકી જનગણના બ્યુરો ના આંકડા અનુસાર અમેરિકા માં, જો ચાર લોકો ના પરિવાર ની વાર્ષિક આવક 23,681 ડોલર થી ઓછી હોય તો એ ગરીબી રેખા ની નીચે હોય છે. એમના અનુસાર અમેરિકા માં 46.5 મિલિયન લોકો ગરીબી રેખા થી નીચે છે, જેમાં 16.1 મિલિયન બાળકો સામેલ છે. ગરીબી રેખા થી નીચે રહેવાનો મતલબ છે કોઈ વ્યક્તિ પાસે પર્યાપ્ત ભોજન નો અભાવ હોવો.

2008 માં ગ્રામીણ-અમેરિકા, ન્યૂયોર્ક શહેર માં ખુલી. 2013 સુધી બેન્કે ચાર્લોટ, ઉત્તર કેરોલિના; ઇન્ડિયાનાપોલિસ, ઇન્ડિયાના; ઓમાહા, નેબ્રાસ્કા; લોસ એન્જલ્સ અને સાન ફ્રાન્સિસ્કો ક્ષેત્ર, કેલિફોર્નિયા માં પણ શાખાઓ ખોલી હતી. ગ્રામીણ-અમેરિકા એ 46,000 થી અધિક મહિલાઓ ને લગભગ 99 મિલિયન ડોલર નું કુલ ઋણ આપ્યું છે. એના પરિણામે, ઘણા ઓછી અવાક વાળા લોકો આર્થિક રૂપ થી સ્વતંત્ર થયા છે અને પોતે ગરીબી થી બહાર નીકળવામાં સક્ષમ થયા છે.

બંને સંગઠનો એ ગરીબો ને પૈસા ઉધાર આપવા થી આગળ કામ નો વિસ્તાર કર્યો છે. એ સામાજિક વ્યવસાય ને પણ સમાવિષ્ટ કરે છે અને એવી સંસ્થાઓ ને  મદદ કરે છે જેનો પ્રાથમિક ઉદ્દેશ્ય સમાજ ની સેવા કરવાનો છે અને શિક્ષા, સ્વાસ્થ્ય, પોષણ અને હરિત ઉર્જા જેવા ક્ષેત્રો માં કામ કરે છે.

આજ મુહમ્મદ યુનુસ એની બીજી પત્ની અફરોઝી બેગમ સાથે બાંગ્લાદેશ માં રહે છે, અને જહાંગીરનગર વિશ્વવિદ્યાલય માં ભૌતિકી પ્રોફેસર છે. એની નાની દીકરી દીના પણ બાંગ્લાદેશ માં રહે છે. એની મોટી દીકરી મોનિકા, જે એના વેરા ફોરોસ્ટેનકો સાથેના પહેલા લગ્ન થી થઈ હતી, એક વ્યાવસાયિક ઓપેરા ગાયક છે જે ન્યૂયોર્ક માં મેટ્રોપોલિટન ઓપેરા અને અન્ય સંગીત સમૂહો સહીત ઓપેરા કંપનીઓ સાથે આંતરરાષ્ટ્રીય સ્તર પર પ્રદર્શન કરે છે.

નોબેલ શાંતિ પુરસ્કાર સિવાય, મુહમ્મદ યુનુસ ને ઘણા બીજા સન્માન મળ્યા છે. એમાં વિશ્વ ખાદ્ય પુરસ્કાર (1994) છે, જે એવી વ્યક્તિઓ ને સન્માનિત કરે છે જેમણે દુનિયા માં ભોજન ની માત્રા અથવા ઉપલબ્ધતા માં સુધાર કરવામાં મદદ કરી હોય; સિડની શાંતિ પુરસ્કાર (1908), ઓસ્ટ્રેલિયા દ્વારા ન્યાય સાથે શાંતિ પ્રાપ્ત કરવાવાળા કાર્ય માટે આપવામાં આવે છે; સાંસ્કૃતિક અથવા સાર્વજનિક કાર્યો માં મહત્વપૂર્ણ યોગદાન માટે વ્યક્તિઓ ને આપવામાં આવતો યુનાઇટેડ સ્ટેટ્સ પ્રેસિડેન્શિયલ મેડલ ઓફ ફ્રીડમ (2009); અને કોંગ્રેશનલ ગોલ્ડ મેડલ (2010), અમેરિકી કોંગ્રેસ દ્વારા કોઈ વ્યક્તિ અથવા સંસ્થા ને એની ઉપલબ્ધી માટે આપવામાં આવતુ સર્વોચ્ચ નાગરિક સન્માન. મુહમ્મદ યુનુસ ને દુનિયા ભર ના વિષવિદ્યાલયો એ 48 માનદ્ ડોક્ટરેટ ની ઉપાધિ પ્રદાન કરી છે.



"હું મારી આસપાસ ના લોકો ને મદદ કરવા તત્કાલ કંઈક કરવા ચાહતો હતો. ભલે હું એક માણસ ની જિંદગી થોડી આસાન કરી શકું."

- મુહમ્મદ યુનુસ